૭૪ ૐ ૨૩ ૫/૧૯૨૪

# મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણ

## શ્રી ૧૦૮. Reg. No. 137

વીશ્વકર્માવંશાપરવીધા શ્રીમદ્ ૐ આચાર્ય વિદ્વત
**સરસ્વતિ સ્વામી રાજરાજેશ્વરવિરચિતમ.**

છપાવી પ્રસિદ્ધ કર્તા,
**પંચાલ બ્રાહ્મણ સમાજ—અમદાવાદ.**
તરફથી
**મંત્રી ક્ષેમશંકર રણછોડ પંચાલ.**

પ્રથમાવૃતિ—પ્રત ૬૦૦. સં. ૧૯૮૦—સને ૧૯૨૪

કિંમત એક આનો

સુચના—આ પુસ્તક ધર્મપ્રચારાર્થે મફત વહેંચવા લઈ જનારને રૂપીઆ એકની ૨૫ પ્રત આપવામાં આવશી.



# મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણ

## શ્રી ૧૦૮

વીશ્વકર્માવંશપર વીદ્યા શ્રીમદ્ ૐ આચાર્ય વીદ્વત્

સરસ્વતી સ્વામી રાજરાજેશ્વરવિરચિતમ.

તા. ૧-૧૨-૦૮.

**શ્રીમદ્ ૐ આચાર્ય વિદ્વત સરસ્વતીની ગુરૂપરંપરા.**

૧ નારાયણ ૨ પદંભુ ૩ રૂદ્ર ૪ વશિષ્ટ ૫ શક્તી ૬ પરાસર ૭ વ્યાસ ૮ શુક્રાચાર્ય ૯ ગોડપાદ ૧૦ ગોવીંદ જોગીંદ્ર ૧૧ શંકર સ્વામી સરસ્વતી ૧૨ પૃથ્વીધરાચાર્ય કે ૧૩ પરંપરા કે શિષ્ય ભાસ્કરાચાર્ય સરસ્વતી ઇનકે વિદ્વત્ સરસ્વતી. ઋગ્વેદ અંગીરાગોત્ર માધ્યંદીન શાખા સૂત્ર ૧૦૮

શ્લોક—અંગધ્વજ માહાટલો પંચ સહસ્ત્રસંધો ઓમનાયોગાત વીદ્વત્ સરસ્વતી શંભૂતમ.

આાનો અર્થ એ છે કે સનત્કુમાર રૂષીનો અવતાર અંગધ્વજ

છે, તે કલીયુગના પાંચહજાર વરસના સમયમાં સંધીના વીષે ૐકારના સંજોગથી વીદ્વત્ સરસ્વતી ઉત્પન્ન થયા.

ઇશાન કોણે મુક્તીનાથજીના પાસે રત્નપુરી નગરીના વીષે પુજનીક ગોત્રીજી હરીબા પરમ પવિત્ર ભક્ત હતા. તેમના ત્યાં સ્વામી શ્રીવિદ્વત્ સરસ્વતીનો જન્મ થયો તે નીચે પ્રમાણે સમજી લેશોજી.

દોહરો—રતનપુરી એક નગરી છે, નામે ગોત્રી જી રાજન્ ।
તાકે ગ્રહ વીદ્વત્ સરસ્વતી ભયે સુનો સર્વ દે કાન ॥
દોહો—બાળપણે વીદ્યાભણી પછે થયો વૈરાગ ।
રાજ કાજ સબ ત્યાગકે યોગત્રસ લીયો ધાર ॥
ૐ પુર્ણમદઃ પૂર્ણમિદં ॥ પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ॥
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥

॥ ॐतत्सत् विश्वकर्मणेनमः ॥

સરસ્વતી પિઠાધીપતિ ભૂમંડલાચાર્ય જગદ્ગુરૂ શ્રી ૧૦૮ પૃથ્વીશ્વરાચાર્યના બાલક શ્રીમદ્ ૐ આચાર્ય પરિવ્રાજક વિદ્વત્ સરસ્વતી સ્વામી શ્રીરાજ્યરાજેશ્વર મહારાજ અમો જણાવીએ છીએ કે? શ્રી વિશ્વકર્મા ૐ પરમાત્મા જગદિશ્વર પરમ શિવથી ઉત્પન્ન થએલા પંચાલ શિલ્પીઓ મુખમાસીત્ બ્રાહ્મણ છે તે વિષે નીચે પ્રમાણે પ્રમાણછે:—નારાયણ સ્મૃતિનો ૮. અ. ૫. અનુવાક ૧ પ્રશ્ન.

श्लोक.--ॐकार प्रभवोवेदा । ॐकारप्रभवोस्वरः
ॐकारप्रभवं सर्व । त्रैलोक्यं सचराचरम्

અર્થ--ૐકારરૂપ વિશ્વકર્મા પ્રભુથી વેદ ઉત્પન્ન થયા, તેમજ સ્વર તેમજ સર્વ ત્રૈલોકાં સચરાચર તે પણ ૐ કારથી ઉત્પન્ન થયું તે ૐ કાર રૂપ પરમાત્મા વિશ્વકર્માથી મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે, તે વિષે પ્રમાણ પદંભુ પદ્ધતિ ૭. અ. ૫. અંકમાં કહેલું છે કે--

श्लोक--प्रथमं तारकाकारं । द्वितीयंदंडकोच्यते ॥
तृतीयं कुंडलिप्रोक्तं चतुर्थमर्धचंद्रकः ॥ १ ॥
पंचमं बिंदु संयुक्तं । एवंमोंकार लक्षणम् ॥
ॐकार प्रभवोदेयो । वर्णानां प्रणवांगुरू ॥ २ ॥

અર્થ-પ્રથમ તારકાકાર કહેતાં અકાર
બીજે દંડાકાર કહેતાં ઉકાર
ત્રીજે કુડલી કહેતાં મકાર
ચોથે અર્ધ ચંદ્રિકા કહેતાં અમાત્રા

અર્ધચંદ્રબિંદુ
તારક ૐ કુંડલ
દંડ

(પ્રમાણ શિલ્પશાસ્ત્ર)

✓ પાંચમે બીંદુ કહેતાં અનંત માત્રા આ પાંચો મળીને ૐ કહેવાય છે. આ પાંચ ભગવાન પરમ શીવના પાંચ મુખથી ઉત્પન થયા જે મુખમાસીત્ બ્રાહ્મણો મનુ-મય-ત્વષ્ટા-શિલ્પી-દૈવજ્ઞ એ પાંચો મળી ૐ થયું અને તે પાંચે ઓં રૂપજ છે તે વિષે

પ્રમાણ. વિદ્યાઆરણ્યભાષ્યનો-૧૧-અ. અનુવાક્-૭-પ્રશ્ન ૨૧-માં કહેલું છે.

**શ્લોક.**—અકાર મનુરૂપંચ । મયો વૈ દંડકોચ્યતે ॥
વર્તુલાકાર ત્વાષ્ટંચ । શિલ્પિકો અર્ધ ચંદ્રમઃ ॥
દૈવજ્ઞં બિંદુ રૂપાણિ । એવમોંકાર લક્ષણમ્ ॥
એવં ત્રિભુવન રૂપં । દૃશ્યાદૃશ્યન્ન સંશયઃ ॥

**અર્થ**—અકાર તે મનુ ૧ ઉકાર તે મય. ૨
મકાર તે ત્વષ્ટા ૩ અર્ધ ચંદ્રિકા તે
શિલ્પી. ૪ બિંદી તે દૈવજ્ઞ ૫ રૂપ છે

તે આ ઓંકાર રૂપ જે આદ્ય પરમાત્મા વિશ્વકર્મા તેમના પાંચ મુખ મળીને ૐ કહેવાય છે અને પાંચ મુખથી પાંચ મુનિશ્વરો ઉત્પન્ન થયા છે, તેનો પુનર્જન્મ તે વિષે પ્રમાણ. શુધ. ના૦ અ૦ ૭- શ્લોક૦ ૨૬

**શ્લોક**—પંચ બ્રહ્મ પુનર્જન્મ પંચ વક્રસ્ય ગર્ભજં ॥
પંચ દાસાખ્ય તત્વંચ દીતિયસ્તુ મુનીશ્વરઃ ॥

**અર્થ**—પંચ બ્રહ્મ એ પ્રથમ ઓંકારને ઠેકાણે ઉત્પન્ન થયા ત્યાર પછી વિરાટ વિશ્વકર્માના પાંચ મુખથી પાંચ પ્રકારે નામોથી તત્વો ઉત્પન્ન થયાં. તે મુનિ એટલે મનન કરનાર મનુ મય ત્વષ્ટા શિલ્પિ દૈવજ્ઞ એઓનો આ ફરી અવતાર થયો, તે વિષે પ્રમાણ શું—ના૦ અ૦ ૭ માં કહેલું છે.

શ્લોક—તૃતિયં જન્મ ભેદં ચ સકલૈઃ કારણૈઃ શુણુ ॥
મનુઃ પૂર્વ મુખોઙ્દુતો મયો યામ્ય મુખોઙ્દવઃ ॥૨૦॥
પશ્ચિમાસ્યે ભવો ત્વષ્ટા શિલ્પિ ચૈવોતરાસ્યત.
ઉર્ધ્વાસ્યે દૈવજ્ઞ સંભૂતિઃ પંચ ગર્ભ મુનિશ્વરાઃ ॥૨૮॥

અર્થ—બધા વિશ્વના ઉપયોગ માટે પાંચ જે મુખમાસીત્ બ્રાહ્મણો એમનો આ ત્રીજો અવતાર છે. ઓંકારથી જે વિરાટ રૂપ વિશ્વકર્મા થયા, તેમના પાંચ બ્રાહ્મણ ઉત્પન્ન થયા તે એવા જે મનુ એ પૂર્વ મુખથી. ને મય એ દક્ષિણ મુખથી, ત્વષ્ટા એ પશ્ચિમ મુખથી, શિલ્પી એ ઉત્તર મુખથી, ને દૈવજ્ઞ એ ઉર્ધ્વ મુખથી ઉત્પન્ન થયા એ પાંચ બ્રાહ્મણો પાંચ મુખથી ઉત્પન્ન થયા. ને એ ગર્ભથી મુનિ કહેતાં મનન કરનારા છે, ને તેઓ મુખ માસીત્ પાંચ બ્રાહ્મણો છે તે વિષે વશિષ્ટ ઋષિએ પૃથુરાજા, સૌનક ઋષિઓ વિગેરેને વિશ્વકર્માના મુખથી ઉત્પન્ન થએલા જે બ્રાહ્મણો તેમની કથા સંભળાવી છે તે વિષે પ્રમાણ.

વશિષ્ટ પુ૦ કા૦ ૩. અ૦ ૬ શ્લોક–૧૪–૧૫–૧૬.

શ્લોક—વિસ્વકર્મ મુખોઙ્દુતા, બ્રાહ્મણા; પંચ કીર્તિતાઃ ॥
સદ્યોજાતઃ મુખેજાતઃ સાનગો વિશ્વકર્મણઃ ॥ ૧૪ ॥
વામદેવ મુખે જાતો બ્રહ્મર્ષિસ્તુ સનાતન; ॥
અઘોર મુખ સંજાતો અહભુન્ વૈશ્વકર્મણઃ ૧૫
તત્પુરૂષ મુખેજાતઃ પ્રત્નો સૌ વૈશ્વકર્મણઃ ॥

તસ્યેશાન મુખેજાતઃ સુપર્ણો વૈશ્વકર્મણઃ ૧૬
અયસાંચ મનુઃ કર્ત્તા કાષ્ટકારો મયઃ સ્મૃતઃ ।।
ત્વાષ્ટ્રિકઃ કાંસ્ય કર્તા ચ શિલાકર્તાચ શિલ્પિકઃ ।। ૨૩
દૈવજ્ઞઃ સ્વર્ણકારશ્ચ પંચાનાં કર્મ પંચકમ્
યો વેદ પંચકર્માણિ સર્વ પ પૈઃ પ્રમુચ્યતે ।। ૨૪

અર્થ-ઓં વિશ્વકર્મા પરમ શિવના પાંચ મુખથી ઉત્પન્ન થએલા જે પાંચ મુખમાસીત્ બ્રાહ્મણો છે જેવા કે-સદ્યોજાત મુખથી સાનગરૂષી મનુ બ્રાહ્મણ કહેતાં લોઢાં આદીનું કામ કરનાર લોહાર વામદેવ મુખથી સનાતન ઋષી ( મય બ્રાહ્મણ ) કહેતાં સુતાર કાષ્ટનું કામ. અઘોર મુખથી અહભુન ઋષી ( ત્વષ્ટા બ્રાહ્મણ ) કહેતાં કંશારા તાંબા કાંસાદિનું કામ, તત્પુરૂષ મુખથી પ્રત્ન ઋષિ ( શિલ્પી બ્રાહ્મણ ) સોમપરા સલાટ પથરનું કામ. ઉર્ધ્વ મુખથી સુપર્ણ ઋષિ ( દૈવજ્ઞ બ્રાહ્મણ ) સોની સોના આદિનું કામ, પાંચ જે મુખમાસીત્ બ્રાહ્મણો તેમનાં એ પાંચ કર્મો તથા પાંચોના પાંચ વેદ તે વિષે પ્રમાણ, યજુર્વેદની શ્રુતિ.

અયો મનુસ્તુ રૂગ્જાતં મયો દારૂ યજુસ્તથા ।।
તામ્રં ત્વષ્ટારજઃ સામ શિલાશિલ્પીત્વથર્વણઃ ।।
રૌપ્યંઃ સ્વર્ણાકઃ પ્રણવં પંચ બ્રહ્મ વિધીયતે ।। ૨૫ ।।

વળી પ્રમાણ લી૦ શૈ૦ શ્લોક૦ ૨૫.

ઋગ્વેદશ્ચ મનોશ્ચૈવ યજુર્વેદો મયસ્ય ચ ।।
સામવેદ ત્વાષ્ટ્રિકસ્ય ત્વથર્વા શિલ્પિકસ્ય ચ ।।

**અર્થ**—મનુનો ઋગ્વેદ, મયનો યજુર્વેદ, ત્વષ્ટાનો શામવેદ, શિલ્પીનો અથર્વવેદ, અને દૈવજ્ઞનો પ્રણવવેદ આ પાંચ મુખમાસીત બ્રાહ્મણો છે. તે વિષે પ્રમાણ. યજુર્વેદ-૩૧. અ૦ ૧૧-મંત્ર.

બ્રાહ્મણોસ્ય મુખમાસીત્ બાહુરાજન્ય કૃતઃ ઉરૂતદસ્ય યદ્ વૈસ્યઃ પદ્ભ્યાં શુદ્રો અજ્નયત.

**ભાવાર્થ**—ભગવન વિશ્વકર્મા જે ૐ પરમ શિવના મુખથી ઉત્પન્ન થએલા તે બ્રાહ્મણો. ભૂજાથી ઉત્પન્ન થયા તે ક્ષત્રી. નાભીથી ઉત્પન્ન થયા તે વૈશ્ય પગથી ઉત્પન્ન થયા તે શુદ્ર મુખથી ઉત્પન્ન થયા તે બ્રાહ્મણ પ્રશ્નપંચ દ્રાવિડ તથા પંચ ગૌડ અથવા એકસો સત્તાવીસ જાતના બ્રાહ્મણોની શાખાઓછે. તે ભગવંતના મુખથી ઉત્પન્ન થયા એવું વેદને વિષે પ્રમાણ નથી ત્યારે તે ક્યાંથી થયા?

**ઉત્તર**—વેદમાં એમ કહ્યું છે જે સત્વ ગુણના કર્મ કરે તે બ્રાહ્મણ, તમો ગુણના કર્મ કરે તે ક્ષત્રી. રજો ગુણના કર્મ કરે તે વૈસ્ય. રજો તમોથી મીશ્ર કર્મ કરે તે શુદ્ર માટે ગુણ અને કર્મ પ્રમાણે જાતિ કેવાયછે તેથી આ ઋષિ પુરૂષો તપ બળ તથા ગુણ અને કર્મ પ્રમાણે બ્રાહ્મણો થયા છે કાંઈ મુખમાસીત બ્રાહ્મણો છે એવું કાંઈ વેદને વિષે લખ્યું નથી. કીંવા બ્રહ્માથી પંચ ગોડ અને પંચદ્રાવિડ અથવા એકસો સત્તાવીશ જાતના બ્રાહ્મણ બ્રહ્માના પુત્ર છે એમ કહેશો તો પણ બ્રાહ્મણ કહેવું સંભવતું નથી કીંતુ બ્રહ્મા તો વિષ્ણુ પર-

માત્માની નાભીથી ઉત્પન્ન થયા છે તે સર્વ જગતને વિદીત છે, ત્યારે યજુર્વેદનો એકત્રીસમા અધ્યાયના અગ્યારમા મંત્રમાં કહ્યું છે જે પરમાત્માની નાભીથી ઉત્પન્ન થયા તે વૈશ્ય ત્યારે નાભીથી તો બ્રહ્મા ઉત્પન્ન થયા છે ત્યારે વેદના આધાર પ્રમાણે બ્રહ્માજી વૈશ્ય છે ત્યારે બ્રહ્માના પુત્ર કહેતા હોય તો એ બ્રાહ્મણ નહિ તેથી ઋષિલોકોને તપો વડે તથા ગુણ અને કર્મ પ્રમાણે બ્રહ્મ પદની પ્રાપ્તી થઇ છે કીંવા તે ઋષિ પુરૂષોની માતુશ્રી તથા પીતાશ્રી બ્રાહ્મણ ન હતા તે લોકો જે યોનિમાંથી ઉત્પન્ન થયા છે તેથી તેમના માતા પીતાનું નામ તથા ઉત્પત્તિ વિગેરે વજ્ર-સુચી ઉપનિષદમાં કહ્યું છે શ્લોક.

શ્લોક.—ઋષિઃ શૃંગી મૃગીગ્નતઃ કૌશિકો ગાધિનંદનઃ ।
જંબુકો જંબુકોત્પત્તિર્ગૌતમો ગોત સંભવઃ ॥
વાલ્મીકઃ શરભોત્પત્તિરાગસ્ત્યઃ કુંભ સંભવઃ ॥
વ્યાસો લુબ્ધક સંભૂતો વસિષ્ઠઃ ઉર્વશી સુતઃ ॥
નારદો રજકી પુત્રઃ કૌંડણ્યો મંડુકી સુતઃ ॥
સાંખ્યઃ શ્વપચ સંભૂતો ગાર્ગ્યો ગર્દભી સુતઃ ॥
શુનકી ગર્ભ સંભૂતઃ શૌનકસ્તુ મહા મુનિઃ

પ્રમાણ બીજું શ્લોક **પદ્મ પુ० ઉત્તર ખ० અ० ૪.**

**શ્લોક.**—દેવો મુનિર્દ્વિજો રાજા વૈશ્ય સુદ્ર બિડાલકાઃ ॥
પશુ મ્લેચ્છશ્ચ ચાંડાલો દશ વિપ્રા. પ્રકીર્તિતાઃ ॥

**અર્થ**—ઉપરના વેદવાક્ય પ્રમાણે તથા વજ્રસુચી ઉપનિસધના આ લેખ જોતાં ઉપર પ્રમાણે કહેલા ઋષિઓની ઉત્પત્તિ આવી નીચ યોનીથી થએલી છે તોપણ ગુણકર્મ અથવા તપ બળથી આવા મોટા મહાત્મા કહેવાયા અને ગુરૂપદ મેળવ્યું છે તો શ્રી વિશ્વકર્મા પરમ શિવના મુખથી ઉત્પન્ન થએલા મુખમાસીત પંચાલ બ્રાહ્મણો છે તે વિષે પ્રમાણ યજુર્વેદ. અરન. પ્રશ્ન ૧૦. અ૦ ૧૭. મંત્ર. ૨૧.

ઓં સદ્યોજાત મુખમાસીત મનુવિશ્વકર્મણા ઉદ્‌ભવતી ઓં વામદેવ મુખમાસીન્ મય વીશ્વકર્મણા ઉદ્‌ભવતી ઓં અઘેર મુખમાસીત ત્વષ્ટા વીશ્વકર્મણા ઉદ્‌ભવતી ઓં તત્પુરૂષમુખમાસીત શિલ્પી વીશ્વકર્મણા ઉદ્‌ભવતી ઓં ઇશાન મુખમાસીત વીશ્વજ્ઞ વીશ્વકર્મણા ઉદ્‌ભવતી

ઓં શાંન્તી:- ૩

**અર્થ**—વૈરાટસ્વરૂપ જે આદ્ય પરમાત્મા પરમશિવના મુખથી મુખમાસીત પાંચ મુનીશ્વરો ઉતપન થયા. પુર્વમુખથી સાનગ ઋષી ઉતપન્ન થયા મનુ બ્રાહ્મણ કહેતાં લોહાર. દક્ષિણ મુખથી સનાતન ઋષી ઉતપન થયા મય બ્રાહ્મણ કહેતાં સુથાર પશ્ચિમ મુખથી અહભુન્ ઋષી ઉતપન્ન થયા. ત્વષ્ટા બ્રાહ્મણ કહેતાં કંશારા. ઉત્તરમુખથી પ્રત્ન ઋષી ઉતપન્ન થયા. શીલ્પી બ્રાહ્મણ કહેતાં સલાટ ઉર્ધ્વ મુખથી સુપર્ણ ઋષી ઉતપન્ન થયા, દૈવજ્ઞ બ્રાહ્મણ કહેતાં સોની એ પાંચે ઋષીના વંશ તે પંચાળ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી, દૈવજ્ઞ, એ પાંચોને

પાંચ ઋષીઓએ કન્યાઓ આપેલી છે. તે વીષે પ્રમાણ ૨૬૦ બા૦ અ૦ ૮ વીશ્વબ્રહ્મ કુલોત્સાહ પ્ર૦ ૧૮ લીટી ૨૮ માં તથા બ્રાહ્મણ વિચાર નામના ગ્રંથના અધ્યાય ૮ માં કહેલ છે જે—

મનુ બ્રાહ્મણની સ્ત્રી કાંચના તે અંગીરા ઋષીની કન્યા મય બ્રાહ્મણની સ્ત્રી સુલોચના તે પરાશર ઋષીની કન્યા ત્વષ્ટા બ્રાહ્મણની સ્ત્રી જયંતી તે કૌશકઋષીની કન્યા શિલ્પી બ્રાહ્મણની સ્ત્રી કરૂણા તે ભૃગુઋષીની કન્યા દૈવજ્ઞ બ્રાહ્મણની સ્ત્રી ચંદ્રીકા જૈમિની ઋષીની કન્યા આ પાંચ મુખમાસીત બ્રાહ્મણોના વંશજોને વેદાદીષટકર્મ કરવાનો અધીકાર છે તે વીષે પ્રમાણ

યજુર્વેદઅષ્ટક ૨ પ્રશ્ન ૫ અનુવાક ૧.

વીશ્વરૂપો વૈત્વાષ્ટ્ર: પુરોહીતો દેવાનામાસીત્

અસ્યાર્થ તુ વિધારણ્ય ચરણૌ.

**અર્થ**—જે આધ પરમાત્મા વિશ્વકર્મા ઓં શિવકલ્યાણ સ્વરૂપ તેઓની સંતતિ મુખમાસીત પંચાળ બ્રાહ્મણો મનુત્વષ્ટા વિગેરેએ દેવોનું પુરોહીતપણું કરેલું છે. એમ વેદાદી શતશાસ્ત્રનું કહેવું છે. તે માટે પંચાળ બ્રાહ્મણોને વેદાદી ષટકર્મના અધીકાર છે. તે વીષે પ્રમાણ ૨૪ અથર્વ કાંડી

પંચાલાનાંચ સર્વેષાં આચાર ઈતી ગીયતે ।

અષ્ટાંગ યોગ: ષટકર્મ પંચયજ્ઞા ઇતી શ્રૃતિ: ૫

**અર્થ**:—સર્વે પંચાલોનો આચાર એવો છે કે તેમણે અષ્ટાંગયોગ

ષટ્કર્મ (વેદ ભણવા અને ભણાવવા યજ્ઞ કરવા અને કરાવવા; દાન લેવું અને દેવું) અને પંચમહાયજ્ઞ વિગેરે વેદોક્ત કર્મકાંડ વિગેરે ક્રીયા કરવાનો અધિકાર છે. એવું વેદાદી શતશાસ્ત્રનું કહેવું છે ને અમારો પણ એજ મત છે કિંવા આદ્યપરમાત્મા જે વિશ્વકર્મા પરીબ્રહ્મ પરમાત્મા શિવ છે. તે વિષે પ્રમાણ. (શ્લોક)

કિંર સ્વિદાસીદધિષ્ટાન ભારમ્ભણ કલમ સ્વિત કથસીત ।। યતે ભૂમિ જનયન વિશ્વકર્મા વિદ્યામૌર્ણો ન્મહિના વિશ્વ ચક્ષા ।। ૨૫ —૧૧ ।। યજુ. ૧૭ । ૧૯ ।।

**અર્થ:**—સર્વશાક્ષી વિશ્વપાલક વિશ્વકર્મા, સર્વજ્ઞ એજ આ જગતના આધાર અને ઉત્પન્નકર્તા છે. અને સર્વ વ્યાપક છે. તે વિષે બીજું પ્રમાણ.

(શ્લોક)

વિશ્વતશ્ચક્ષુરૂત વિશ્વતો મુખો વિશ્વતો બાહુરૂત વિશ્વ તસ્પાત સ બાહુ મ્યાં ધમતી સંપતત્રે દ્યાવા ભૂમિ જનયન્દેવ એક ।। ૧૨ ।। ૧૨ ।। યજુ. ૧૭ ।।

**અર્થ:**—સર્વવ્યાપક, સર્વદ્રષ્ટા પરમેશ્વર, વિશ્વકર્માગ્નિએજ આ વિશ્વ રચી છે, અને તે એકજ છે, અનેક નથી. એ પ્રમાણે યજુર્વેદમાં ઘણા મંત્ર છે એજ પ્રમાણે શામવેદમાં પણ ઉત્તરાર્ધમાં ઉપલાજ અર્થના મંત્રો છે. કિંવા આદ્ય પરમાત્મા જે આ વિશ્વકર્મા જે પરમ શિવના પંચમુખથી ઉપન્ન થએલ મનુ, મય, ત્વષ્ટા,

શિલ્પી, અને દૈવજ્ઞ એ પાંચો ગર્ભથીજ બ્રાહ્મણ છે. તે વિષે પ્રમાણ શિલ્પશાસ્ત્ર.

વિશ્વકર્મ કુલેજાતા ગર્ભ બ્રાહ્મણ નિશ્ચિતાઃ । શુદ્રત્વં નાસ્તિ તદ્વંશે બ્રાહ્મણો વિશ્વકર્મણઃ । ભાવાર્થ ભગવાન વિશ્વકર્મા (પરમ શિવ)ના કુળમાં જે, શિલ્પિ ઉત્પન્ન થએલા છે, તે સર્વ ગર્ભથીજ બ્રાહ્મણ છે; અને ત્રણે કાળમાં તેના વંશમાં શૂદ્રપણું કેજ નહિ.

શંકા હરિચંદ્રશેઠની

પરમશિવ વિશ્વકર્મના મુખથી ઉત્પન્ન થએલા, જે પંચાળ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી, દૈવજ્ઞ છે, તે વિષે કંઇ પ્રમાણ છે?

ઉતર –વિદ્વત્ સરસ્વતી.

પ્રમાણ વશિષ્ટ. પુ. કાંડ ૩. અ ૬ માં કહ્યું છે

શ્લોક–વિશ્વકર્મા પરબ્રહ્મ જગદાધાર સૂત્રકઃ ॥ તન્મુખાની તુ વૈ પંચ પંચ બ્રહ્મેત્યુદાહૃતમ્ ॥

ભાવાર્થ–જગતના આધાર એવા જે વિશ્વકર્મા પરિબ્રહ્મ છે; તેના પાંચ મુખથી પાંચ બ્રાહ્મણો મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ અને દૈવજ્ઞ ઉત્પન્ન થયા છે; અને તેઓના વંશમાં જે શિલ્પીઓ ઉત્પન્ન થએલા છે તે સર્વ ગર્ભથીજ બ્રાહ્મણ છે અને સાનગ ઋષિએ સર્વ દેવોને હથીઆર આપેલાં છે. તે વિષે પ્રમાણ.–સ્મૃતિ–

(શ્લોક.) સાધનંનાસ્તી સર્વત્ર લોકાનાં સર્વસાધકઃ કરોતિ લોક કર્માણિ લોકા રક્ષતિ સાનગ; ॥૨॥ દદૌઅસ્ત્રાણિ દેવાનાં દુષ્ટ નિગ્રહ

કારણાત ॥ સ ચ સર્વ જગત્કર્તા સદ્યોજાત મુખોદ્ભવઃ ॥ ૩ ॥ શૂલં દદાતિ ભર્ગાય ચક્રં દત્તં ચ વિષ્ણવે ॥ પાશસ્તુ બ્રહ્મણે દત્તો નિર્મુત્યો ત્મગ સાનગ ॥ ૪ ॥ આનો ભાવાર્થ એવો છે જે સદ્યોજાત મુખથી ઉદ્ભવ થએલા સાનગ ઋષિ લોખંડનું કામ કરનાર તેમણે દેવતાઓને દુષ્ટ અસુરોનો નાશ કરવા તોમર, બંદુક, તલવાર, ભાલા, બરછી, સુદર્શન, (વિષ્ણુંનું અખંડ હાથમાં ધારણ કરવાનું ચક્ર) તથા ફરશુરામની ફરસી તથા વજ તથા સૂર્યને શસ્ર બ્રહ્માને પાસી એવા કેટલાક ઓજારો કરી આપેલાં છે માટે જગત્કર્તા સાનગ ઋષીને વારવાર નમસ્કાર હો, તેવીરીતે સનાતન ઋષિ અહભુન ઋષિ પ્રત્ન ઋષિ અને સુપર્ણ ઋષિ થયા છે. આ પાંચે ઋષિનાં વંશ પાંચ. જે લુહાર, સુતાર વિગેરે છે. તેમના વિસ્તારથી ટુકાણ રાખ્યું છે. જેને જાણવું હોય તેણે પ્રસિદ્ધ કર્તાને મળવાથી વિસ્તારથી જણાવવામાં આવશે. માટે આ પાંચે. મુખમાસીત્ બ્રાહ્મણો છે અને દ્વારકાવ શી કૃષ્ણ તથા ત્યાંના લોકો લક્ષ્મીની ઇચ્છા માટે ભગવાન પરમશિવ જે વિશ્વકર્મા તથા તેઓના પાંચ પુત્રોની પુંજા કરતા હતા તે વિષે પ્રમાણ—પદ્મ પુ. ભૂ. અ. ૨૫.

( શ્લોક. )

પંચભિઃ સહિતઃ પુત્રૈર્વિશ્વકર્મા ગિરીંદ્રજે ॥
દ્વારકાવાસિભિર્નિત્યં શ્રીકામૈઃ પુજ્યતે સદા ॥ ૩૭ ॥

ભાવાર્થઃહે-પાર્વત્તિ, મનુમય ત્વષ્ટા, શિલ્પિ તથા તક્ષા આ

પાંચવિશ્વકર્માના પુત્રોની લક્ષ્મીની પ્રાપ્તિની ઇચ્છાવાળા કાર-કાનીવાસી નિત્ય પુજા કરતા હતા. તેથી આદ્ય પરમાત્મા વિ-શ્વકર્મા જે શિવ તેમના જે પાંચ પુત્રો તેઓ મુખમાસીત્ બ્રાહ્મણો છે તેમની પુજા કરી અને ભોજન જમાડે તે એક હજાર ક્રોડ વેદ પાઠી બ્રાહ્મણો જમાડયા બરોબર છે. આવું મહાત્મ્ય પંચાળ બ્રાહ્મણનું છે. તે વિષે પ્રમાણ—સ્મૃતિ શિલ્પ શાસ્ત્ર.

( શ્લોક. )

શુદ્રકોટિ સહસ્ત્રાણા મેકો વિપ્ર પ્રતિષ્ટિતઃ ॥
વિપ્રકોટિ સહસ્ત્રાણામેક શિલ્પિ પ્રતિષ્ટિતઃ ॥ ૧ ॥

**અર્થ**:—હજાર ક્રોડ શુદ્રને જમાડયાનું જે ફળ તે વેદના જાણવાવાળા એક વિપ્રને જમાડયા બરોબર છે. ને હજાર ક્રોડ વેદના જાણવાવાળા વિપ્રને જમાડયાનું જે ફળ તે વિશ્વકર્મા વંશજ પંચાળને જમાડયાનું ફળ બરોબર છે. કારણ એક વિશ્વકર્મા (પરમશિવ) મુખોદ્‌ભવ થએલા પવિત્ર સંતાનને તૃપ્ત કરવાથી સર્વદેવ સહિત ભગવાન સદાશિવ પ્રસન્ન થાય છે. કારણકે તેમના પુત્ર પણ વિશ્વરૂપજ છે, માટે તેમને હરેક પ્રકારથી તૃપ્ત કરવા એવો શાસ્ત્રનો મત છે કારણ કે જગતના પરમ ઉપકારના કર્તાએ એજ છે, બુદ્ધિથી વિચારો તો માલમ પડશે કારણ કે વિશ્વકર્મા શિવ તથા તેઓના પાંચ પુત્રો પંચાલ પ્રતીમાની પુંજા કરેલી છે. તે વિષે પ્રમાણ—

( શ્લોક. )

• રૂદ્રયા૦ વાસ્તુમાં લખ્યું છે જે—પંચાલાસ્તે સદાપૂજ્યાઃ પ્રતિમા વિશ્વકર્મણઃ ।। ભાવાર્થઃ--

પાંચ પાંચાળ એ વિશ્વકર્માની પ્રતિમા છે; માટે તેની હંમેશાં. પૂજા કરવી—

કિંવા ભગવાન આદ્યપરમાત્મા જે ઓં તે વિશ્વના કલ્યાણને માટે શિવ કહેવાય છે અને વિશ્વને ઉત્પન્ન કરે છે. તેથી વિશ્વકર્મા કહેવાય છે. બીજાં પણ અનેક પ્રકારના પરમાત્માના નામો છે. માટે વિસ્વને ઉત્પન્ન કરે છે. તેથી વિસ્વકર્મા કહેવાય છે. અને વિશ્વનું પોષણ કરે છે, માટે વિષ્ણુ કહેવાય છે મહા પ્રલયમાં સર્વ વિશ્વને પોતાના વિષે લય કરે છે તેથી તેમનું નામ રૂદ્ર કહેવાય છે. માટે આ બધાં નામ પરમાત્માનાંજ છે. એમાં કંઈ ભેદ સમજવા જેવું નથી. તે વિષે પ્રમાણ:--

તૈત્તિરીયૈતરેયશ્વેતાશ્વતરોપનિષદત્રયે શ્રુતિ.

યો દેવાનાં પ્રથમં પુરસ્તાદ્ વિશ્વાધિપો રૂદ્રો મહર્ષીઃ ।।
હિરણ્યગર્ભ પસ્યન જાયમાનં સંનોદેવઃ શુભયાસ્મૃત્યાસંયુનક્તુ ।।
જ્ઞાત્વા શિવં સર્વ ભૂતેષુ ગૂઢં વિશ્વસ્યૈકં પરિવેષ્ટિતારં ।।
જ્ઞાત્વા દેવં મુચ્યતે સર્વ પાશૈરેપ વેદો વિશ્વકર્મા મહાત્મા ।।

ભાવાર્થઃ—

વિશ્વકર્મા જગદિશ્વર મહાન ઋષિ સદાશિવ મૂર્તિ છે ભગવાન

પરમશિવ અને વિશ્વકર્મા એકજ નામ છે. ચહાય તો વિશ્વકર્મા કહો, ને ચહાયતો પરમ શિવ કહો એમાં કંઈ પણ ફેર નથી તેથી ભગવાન વિશ્વકર્માના મુખથી ઉત્પન્ન થએલા તમે મુખ· માસીત પંસાળ બ્રાહ્મણો આવા શ્રેષ્ટ પદના અધિકારી થઇને વેદ ધર્મનો ત્યાગ કરો છો. એ તમારી ઘણી ભુલ છે. કિંવા આ ભારત ભુમીના વિષે જન્મ લઈ જેણે જનોઇ શિખા, ત્રિપુંડ ગાયત્રી વિગેરે ષટકર્મો જેણે નથી કર્યા તે ઘણો દોષનો ભાગી થાય છે. તે વિષે પ્રમાણ — બ્રહ્મયામલગ્ાં લખ્યું છે જે—

( શ્લોક. )ઉપવિત શિખા બંધ મૂર્ધ્ન પુંડ્ર વિનાકૃતં ।
યોગોદાનં જપો હોમ; સ્વાધ્યાય પિતૃતર્પણં ॥
ભસ્મીત ભવતિ તત્સર્વંમૂર્ધ્વ પુંડ્રવિનાકૃતમ્ ॥

અર્થઃ—ઉપવિત, શિખાબંધન, ઉર્ધ્વ પુડ અથવા ત્રિપુંડ કર્યા વગર યોગ, દાન, જપ, હોમ, સ્વાધ્યાય અને પિતૃતર્પણ એ સર્વ બળી જાય છે. માટે યજ્ઞોપવિત શિખાદિ જરૂર ધારણ કરવાં. યજ્ઞોપવિત અને શિખા વિશ્વકર્માના પુત્રોએ તથા દ્વિજો· એ ધારણ કરવાં. જો ન કરે તો શુદ્ર કહેવાય અને ઉપર લખેલાં જે સુકૃત તેનું ફળ બિલકુલ ન મળતાં બળી ભસ્મ થાય છે. માટે અવસ્ય ધારણ કરવાં જોઇએ. સ્કાંડ પુરાણમાં પણ તે પ્રમાણે બતાવ્યું છે, વળી આન્હિક સૂત્રાવલિમાં ગ્રંથાંતરનું વાક્ય છે કે.

( શ્લોક. )

સ્નાનેદાને જપે હોમે સંધ્યાયાં દેવતાર્ચને ।
શિખા ગ્રંથિવિના કર્મ ન કુર્યાદ્દિ કદાચ ન ॥

અર્થ—સ્નાનમાં, દાનમાં, જપમાં, હોમમાં, સંધ્યામાં અને દેવતાની પૂજામાં વિગેરે વૈદિક કર્મો શિખા બાંધ્યા શિવાય કદી પણ કરવાં નહિ. અર્થાત્ દ્વિજ વર્ગવાળા પુરૂષોએ હંમેશાં સંધ્યોપાસના કરવી જોઇએ તે ન કરે તો શુદ્રની માફક થાય છે. તે વિષે પ્રમાણ. મરૂચી મુનીનું કહેવું છે કે?

( શ્લોક. )

સંધ્યા યેન ન વિજ્ઞાતા સંધ્યાયેન નોપાસિતા । જીવમાનો ભવેત્ શુદ્રો મૃત્યઃ સ્વાચાભિજાયતે ॥

આનો અર્થ એ છે કે–જેણે સંધ્યાજાણી નથી. અને સંધ્યોપાસના કરી નથી તે દ્વિજ જીવતા શુદ્ર જાણવો અને મર્યા પછી કુતરાનો અવતાર થાય છે. તેથી હમેશાં ષટ્ કર્મો કરવાં જોઇએ.

( શ્લોક. )

ૐ પુર્ણ મદઃ પુર્ણ મિદં ॥ પુર્ણાત પુર્ણ મુદચ્યતે ॥ પુર્ણસ્ય પુર્ણ માદાય પુર્ણ મેવાવશિષ્યતે.

ૐ શાન્તિઃ ૐ શાન્તિ; ૐ શાન્તિઃ ૧૫

ઇતિ મુખ્યમાસિત્ પંચાલ બ્રાહ્મણ પરિવિદ્યા સમાપ્ત.

ૐ

## અથ વિશ્વકર્મવિંશ મુખભાસિત પંચાળ બ્રાહ્મણોને માટે લઘુ સંધ્યા.

૧ સ્નાનાદિ પવિત્ર ક્રિયા કરી, પવિત્ર વસ્ત્ર પહેરી, પવિત્ર આસન ઉપર સિદ્ધાસન વાળી પૂર્વાભિમુખે બેશી, ગાયત્રી મંત્ર મનમાં બોલી વિભૂતિ શ્રી સૂર્યને બતાવવી; પછી, ૐનમઃ શિવાય; એ મંત્ર બોલી કપાળ, હસ્ત, આદિ ઠેકાણે લગાડવી.

૨ ગાયત્રીમંત્ર. ૐભૂર્ભુવઃ સ્વઃ ૐતત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધી મહિ ધિયો યોનઃ પ્રચોદયાત્ ૐ ॥

૩ પછી આચમન કરવું, તે આચમન કરવાનો મંત્ર; ૐશનો દેવીરભીષ્ટય આપો ભવન્તુ પીતયે, શંયોરભિસ્ત્રવન્તુનઃ ॥

આ મંત્ર ભણીને ત્રણવાર આચમન કરવું; અને ગાયત્રી મંત્ર બોલી શિખા બાંધવી.

૪ ત્યારપછી પ્રાણાયામ કરવો, તે એવી રીતે કરવો કે પ્રથમ જમણે નસકોરેથી સાત વ્યાહૃતિ ( ૐ ભુઃ ૐભુવઃ ૐ સ્વઃ ૐમહઃ ૐ જનઃ ૐ તપ ૐ સત્યમ્ઃ ) ભણીને પવનને અંદર પૂરવો તે પુરેલા પવનને ત્રણ વાર ગાયત્રી મંત્ર ભણીને રોકી રાખવો. પછીથી ( ૐ આપોજ્યોતીરસોમૃતમ્ બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્. ) આમં ભણીને પવનને ધીરે ધીરે ડાબે નસકોરાથી કહાડી નાંખવો. પછી તે પવનને બહાર થોડીવાર રોકી ઉપર

બતાવેલા સાત વ્યાહૃતિ ભણીને પવનને અંદર પુરવો અને ત્રણવાર ગાયત્રીમંત્ર ભણીને પછી તે રોકેલા પવનને (ૐ આપોજ્યોતી૦) એમંત્ર ઉપર બતાવ્યા પ્રમાણે ભણીને કહાડી નાંખવો. આ એક પ્રાણાયામ એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવા.

૫ પ્રાણાયમ કરવાનો મંત્ર ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યમ્ ૐતત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય, ધીમહિ ધીયોયોનઃ પ્રચોદયાત્ । ૐ આપો જ્યોતી રસોમૃતમ્ બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમઃ

૬ ત્યાર પછી સંકલ્પ કરવો તે સંકલ્પ કરવાનો મંત્ર અત્રાધ મહા માંગલ્યપ્રદ અમુંક માસે અમુક પક્ષે અમુક તીથૌ અમુક વાસરે મમોપાત્ત દૂરતિ ક્ષયાર્થે પ્રાતઃ સંધ્યો પાસન મહંકરિષ્યે. ( જે જે માસ પક્ષ તીથી વાર હોય તે બોલવા )

૭ પછી ગાયત્રી મંત્રવડે સૂર્યને પ્રાતઃકાળે ઉભા થઈને અને સાયંકાળે બેશીને અર્ધ્ય આપવા.

૮ પછી પગના ફણા ઉપર ઉભા રહી બેહાથ ઉંચા કરી નીચેના બે મંત્ર બોલી શ્રીસૂર્યનું ઉપસ્થાન કરવું તે મંત્ર ૐ ઉદ્વયંતમસસ્પરિસ્વઃ પશ્યંત ઉત્તરં ।। દેવં દેવત્રા સુર્ય મગન્મ જ્યોતી રુત્તમમ ।। ૧ ।। ૐ ઉદુત્યં જાત વેદસં દેવં વહંતીઃ કેતવઃ।। દૃશે વિશ્વાય સૂર્યમ્ ।। ૨ ।।

૯ પછી ઉભા રહિ દશ કિંવા ૧૦૮ એક સો ને આઠ ગાયત્રી મંત્રનો મનથી જપ કરવો.

૧૦ પછી અનેન પ્રાતઃસંધ્યાખ્યેન કર્મણા ભગવાન શ્રીસૂર્યનારાયણ પ્રીયતામ નમઃ ॥ એમ કહી જળ છોડી સંધ્યાપૂર્ણ કરી ગુરૂદેવ તથા પિત્રાઈ ઇષ્ટ દેવને બે હાથ જોડી માથુ નમાવી નમસ્કાર કરાવો.

સુચના પ્રાતઃકાળે પૂર્વતરફને સાયંકાળે પશ્ચિમ તરફ મુખરાખી સંધ્યા કરવી પ્રાતઃકાળે પ્રાતઃકાળનો સંકલ્પ અને સાયંકાળે સાયંકાળનો સંકલ્પ કરવો ને પ્રાતઃકાળે ઉભા થઇને અને સાયંકાળે બેશીને સંધ્યા કરવી.



# દ્રષ્ટાન્ત વચનો.



૧. ઉઠો ? જાગ્રત થાઓ ? ગુરૂઓને સોધો અને જ્ઞાન મેળવો ?

૨. મહાત્માને ઓળખવા હોય તો મહાત્માને પગલે ચાલવા તત્પર થાઓ.

૩. યત્ન કરનાર પુરૂષ ઇચ્છાનુસાર કાર્ય સાધી શકે છે,

૪. મનુષ્યની કાર્ય સિદ્ધિ થવામાં મુખ્ય આધાર, ઉગ્ર નિશ્ચય ઉપર રહેલો છે.

૫, જગતમાં પ્રગટતા પ્રત્યેક મનુષ્યો. પોતાની ઉન્નતિ સાધવા શક્તિમાન છે.

૬, ખંત, હિમ્મત, મનનો દૃઢ નિશ્ચય રાખવાથી, અઘરાં અથવા ખ્યાલમાં ન આવી શકે એવાં કાર્યો પણ સહેલાઇથી બને છે,

૭, પુરષાર્થ કર્મનો નિયંતા છે, માટે પુરષાર્થ કર્મ કરતાં બળવાન છે,

૮, તૃષ્ણા એ સર્વ અનર્થનું મૂળ છે, ( લોભે લક્ષણ જાય )

૯, વિર પુરૂષો ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત થતાં સુધી અટકતા નથી,

૧૦, શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે,

૧૧, જે પુરૂષ જ્ઞાતિભાઇઓની શેવા કરે છે તેને દેવો પણ સહાય કરે છે,--



## સ્પષ્ટ સમજવા માટે કોષ્ટક.

[ દરેકની શાખા વિશ્વકર્માની. ]

| પંચાલ (પંચ બ્રહ્મ) | મુખ. પ્ર. ઋ. | દેવતા. | વર્ણ. | ગુણ સ્વભાવ. |
|---|---|---|---|---|
| મનુ બ્રહ્મ | સદ્યોજાત | રુદ્ર | સ્ફાટીક વર્ણ | તમો ગુણ |
| મય બ્રહ્મ | વામદેવ | વિષ્ણુ | નીલ વર્ણ | સત્વ ગુણ |
| ત્વષ્ટા બ્રહ્મ | અઘોર મુ૦ | બ્રહ્મા | લાલ વર્ણ | રજો ગુણ |
| શિલ્પિ બ્રહ્મ | તત્પુરૂષ | ઈંદ્રિ | ધુમ્ર વર્ણ | ત્રિગુણ મિશ્ર |
| દેવજ્ઞ બ્રહ્મ | ઈશાન મુખ | સૂર્ય | સુવર્ણ વર્ણ | સુદ્ધસત્વ ગુણ |

| ગોત્ર | વેદ. | હોમકુંડ | દંડ | ઉપનામ |
|---|---|---|---|---|
| સાનગ ગો.. | ઋગ્વેદ | ત્રીકોણ | રૂપાનો | દીક્ષીત |
| સનાતનગો. | યર્જુવેદ | ચતુષ્કોણ | વેણુનો (વાંસનો) | મહામુનિ |
| અહભૂનગો. | શામવેદ | વર્તુલ | તામ્ર દંડ | પંડિત |
| પ્રત્નસગો. | અથર્વણ વેદ | ષટ્કોણ | લોહ દંડ | ધર્માધિકારિ |
| સુપર્ણસગો. | સૂક્ષ્મવેદ (ૐ | અષ્ટકોણ | સુવર્ણ દંડ | વેદપાઠક |

**તા. ક.**—આથી વિશેષ જાણવાની જરૂર હોય તો “ ગોત્ર પ્રવરદિપિકા ” નામનું મરાઠી ભાષાનું પુસ્તક મંગાવી જોવું. જેમાં ૧૨૫ ગોત્ર અને તેની પ્રવરો આપી છે. **છ૦ પ્ર૦ કર્તા.**

॥ ॐ ॥ ५ ॥

ॐ अखिल भूमंडलाचार्य त्रैलोक्य गुरुश्री विश्वकर्मणे नमः ॥



શ્રીમદ્ ૧૦૮ શિલ્પાચાર્ય શર્મા,

## નાગેશ્વર પિતામ્બરજી.

જન્મ સ્થાન–કાસંદ્રા. સમાધિ સ્થાન–અમદાવાદ.

# "વીર પૂજા"

## ગુરૂ શ્રી નાગેશ્વર શર્માના કંઠે,

આજે પૂજન શર્મા તણાં, અમદેશ માંહી આદર્યાં;
સેવા અને સામગ્રીમાં, અમહેત હૈયાં પાથર્યાં.

સાધન અધૂરાં છે છતાં પૂજન અમે તો આદર્યાં;
સાધન અધૂરાં છો રહ્યાં, હૈયાં પૂરા પ્રેમે ભર્યાં.

સ્વજ્ઞાતિ ભક્તિ રક્તથી, જેહની રગે રગ છે ભરી;
એ પરમ પુનિત વીરની, પૂજા અમે છે આદરી.

નિજ જ્ઞાતિ કેરા હિતમાં, નિજ હિતને જેણે ગણ્યું;
મોંઘા અમૂલા વીરનું, પૂજન અમે છે આદર્યું.

જે હૃદય રાખ્યું સર્વદા, કાર્યો કરી પરહિતનં;
એ દિવ્ય, ચારૂ, હૃદયને, પ્રેમે અમે અહિં પૂજતા.

ઓ સંત ? ઋષિ ? મહર્ષિઓ ? આવો તમે અમ મંડપે;
"દિર્ઘાયુભવ" આશિષ દયો, જ્યહાં આદર્યું પૂજન અમે.

દેવો સહુ ભારત તણા ? રહી સ્વર્ગથી નિહાળજો;
પુષ્પે ભર્યા શુભ થાળ તમ, શર્મા પરે વરસાવજો.

ભારત તણા પંચાલજનો ? આવો સહુ યુથે મળી;
નમો સહુ વીર ચર્ણમાં, લળતાં હૃદય, શિર્ષો નમી.

પંચાલ ના બાળો સહુ, કુમ કુમ ભરી થાળો ગૂહી;
કુમ કુમ ઉડાડો મંડપે, જ્યહાં આદરી પૂજન વિધિ.

ઓમ્ શાન્તિ, શાન્તિ, શાન્તિ, ૧૫ વાર.

## આરતિ.

ઓમ પ્રભુ જય અન્તર્યામી, પ્રભુ જય અન્તર્યામી;
કરૂણા સાગર કોટી (૨) દુઃખ વિદારણ હાર. ઓમ પ્રભુ૦
તેં સુરજ શશી તારા સરજ્યા, સૃષ્ટિ શણગારી; પ્રભુ૦
સાગર શૈલ સરિતા (૨) પશુ પક્ષી નરનારી. ઓમ પ્રભુ૦
યુધિષ્ઠિર અધિ દેવ હમારો, ખચીત નહિ ખામી; પ્રભુ૦
વિશ્વકર્મા વ્યાપક (૨) સચરાચર સ્વામી. ઓમ પ્રભુ૦
પ્રભુતાથી હર પાપ હમારાં, કરીએ નિત્ય પ્રણામ; પ્રભુ૦
ભજીએ અંતર ભાવે (૨) અગણિત તારાં નામ. ઓમ પ્રભુ૦
છે અનંત તમ શક્તિ, વર્ણન કેમ કિજે; પ્રભુ૦
આપદ સમએ ઉગારી (૨) નિજ આશ્રય દિજે. ઓમ પ્રભુ૦
અશરણ શરણ સદાતુ, સૃષ્ટિનો સ્વામી; પ્રભુ૦
પુણ્ય પાપ સબ દેખે (૨) પ્રભુ અન્તર્યામી. ઓમ પ્રભુ૦

॥ ઓ૩મ્ ॥ કવિ ક્ષેમશંકર.

## शांतिपाठ.

ओम् द्यौः शांतिरन्तरिक्ष ९ शांतिः पृथिवी शांतिरापः शांतिरोषधयः शांतिः वनस्पतयः शांति विंश्वदेवाः शांति र्ब्रह्म शांतिः सर्व ९ शांतिः शांति रेव शांतिः सामा शांति रेधिः ॥ ॐ शांतिः ३ । यजु. ३६ । १७

"હિંદુસ્તાનમાં આ સર્વ દૈન્ય અને દારિદ્રય શાથી
વધ્યાં છે ? દેશ, કાળ અને સત્યાસત્યનો
વિચાર ન કરીને આપેલા દાનથી."

# સ્વામી રામતીર્થ–ભાગ બીજો

" सर्वेषामेव दानानाम् ब्रह्मदानं विशिष्यते "

આ પુસ્તક છપાવી પ્રગટ કરવામાં નિચેના ભાઈ-ઓએ આર્થીક મદદ કરી છે, જેથી ઘણી માન્યતા પૂર્વક તેઓનો આભાર માનવામાં આવે છે.

મનું પંચાલ. લક્ષ્મીશંકર શંકરભાઇ, રૂપાલના,
,, પુંજાલાલ અંબારામ, દિક્ષીત, ,,
,, મગનલાલ રાયચંદ. કીયોલના,
,, ઉમીયાશંકર હેમચંદ, ખેરવાના,
,, ફુલશંકર ઊગરચંદ, કોબાના,
,, ઝીણાલાલ ભાઇશંકર. નડિયાદવાળા,
,, છગનલાલ અંબારામ, બામરોલીના

મુકામ અમદાવાદ.
ઠે, હરિઆપુર ડભગરવાડો.

ક્ષેમશંકર રણછોડ પંચાલ.

## પંચાલ બ્રહ્મણ સમાજમાં વેચાતાં પુસ્તકોનું સુચિપત્ર.

| | | |
|---|---|---|
| વિશ્વબ્રહ્મ કુલોત્સાહ. | મરાઠી. | ૫—૦—૦ |
| ,, | હિન્દી. | ૩—૦—૦ |
| ,, | ગુજરાતી | ૩—૦—૦ |
| બ્રાહ્મણોત્પત્તિ માર્તણ્ડ. | હિન્દી. | ૫—૦—૦ |
| પંચાલ બ્રાહ્મણ ધર્મપ્રકાશ. | ગુજરાતી | ૦—૨—૦ |
| પંચાલ—પ્રમ.ણ. | ,, | ૦—૨—૦ |
| બ્રાહ્મણ નિર્ણય. | ,, | ૦—૨—૦ |
| પંચાલ બ્રાહ્મણ સિદ્ધાન્ત. | ,, | ૦—૨—૦ |
| મુખમાનીત પંચાલ બ્રાહ્મણ. | ,, | ૦—૧—૦ |
| પંચાલ બ્રાહ્મણોત્પત્તિ વર્ણન. | ,, | ૦—૧—૦ |
| વૈદિક સંધ્યાવિધિ. | ,, | ૦—૧—૦ |
| નિત્ય—કર્મ. | ,, | ૦—૧—૦ |

નિવેદન—અત્રેની સમાજ તરફથી પુસ્તક પ્રચારક ફંડ પે લવામાં આવેલું છે, અને તે દ્વારા નાના નાના ટ્રેક્ટો થોડા થે અંતરે પ્રગટ થશે દરેક પંચાલ બંધુઓને વિનંતિ છે કે ? તેઓ પુસ્તકો ખરીદી તેનો પ્રચાર કરવો, જેથી કુંભકર્ણની ઘોર નીં માંથી આપણા પંચાલ ભ્રાતાઓ જાગૃત થાય,

અત્યાર સુધીમાં મુંબઈ—પુના વિગેરે સ્થળેથી પ્રગટ થએલ પંચાલ ધર્મને લગતાં મરાઠી, હિન્દી અને ગુજરાતી ભાષા દરેક પુસ્તકો નીચેના ઠેકાણેથી પણ મળશે, એક રૂપીઆથી ઓ વિપી કરવામાં આવશે નહિ.

**અમદાવાદ—પંચાલ બ્રાહ્મણ સમાજ**

ઠેકાણું—દરિઆપુર ચકલામાં, મનું. વિશ્વબ્રહ્મ, પંચાલની વાડીમ